

# દીલગીરી પત્ર.

## મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા.

દોહરો.

ઇશ્વરને વંદુ સદા, શુભ થવાને કાજ;
સુપ્રસિદ્ધ સમજે, હિંદ હમારા ભ્રાત.

લખી છપાવી પ્રસિદ્ધ કર્તા.

**મગનલાલ મોતીરામ પાઠક.**

મુ. બ્હદરપુર

પ્રત ૧૦૦૦ સં. ૧૯૭૪. સને ૧૯૧૮

અમૂલ્ય.

रामेप्रव्रजनं बलेर्नियमनं, पांडो सुतानांवनं,
घृष्णीनां निधनं नलस्यनयते, राज्यात् परिभ्रंसनं,
कारागार निशेवणं च मरणं, संचित्य लंकेश्वरं;
सर्वकाल वशेत नस्यतिनरः कोवापरित्रायते॥ १॥

---

શાન્તિ વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવ-
લાલ વકીલ અને માણેકલાલ માધવજીએ
છાપ્યું છે ઢીંકવા ચોકી–અમદાવાદ.

---

## કવાલી.

(૧)

ગએલું હાથમાંથી જે,
બતાવો કોઇ મ્હારૂં છે.
બતાવો કોઇ મ્હારૂં છે,
બતાવો કોઇ મ્હારૂં છે. ટેક

અતિ પ્યારૂં હતું મારૂં,
અરે તે થઇ ગયું ન્યારૂં.
હવે જડતું નથી મુને,
બતાવો કોઇ મારૂં છે. ગએલું ૧

મીઠું મીઠું મૂખે કહીને,
દિલાસા દુઃખના દઇને.
અરે ઉડી ગયું છે એ,
બતાવો કોઇ મારૂં છે. ગએલું ૨
પ્રેમી પાઠકને આલી,

વચન કયાં [illegible]
વિવેકી વીર મારારે,
બતાવો કોઇ મારૂં છે. ગએલું ૩
સમય શું શું કરે વારૂં,
હતું જે સર્વને પ્યારૂં.
થયું ન્યારૂં અરેરે એ,
બતાવો કોઇ મારૂં છે. ગએલું ૪
અંગારા અંગને મારા,
લગાડી કયાં ગયો પ્યારા.
બળે છે ને બુઝાવી દે,
બતાવો કોઇ મારૂં છે. ગએલું ૧

રાગ—ઉપરનો.

(૨)

ખરા આ ભ્રાતને વારા,
તજી તું કયાં ગયો પ્યારા.
ગઇ કયાં પ્રીત જે ભારી,

દયા ના દીલમાં ધારી.
વહાલાં માતા અને ભ્રાતા,
અરેરે હાય વિધાતા.
તજી તેં બેન બીચારી,
દયા ના દીલમાં ધારી.
સહોદર સાથને છોડી,
પ્રીતી પ્રભુ થકી જોડી.
તોડીને. જોડજે જારી,
દયા ના દીલમાં ધારી.
અરે વય અલ્પમાં નારી,
તજી ના દીલમાં ધારી.
દયા તેં નાર બીચારી,
દયા ના દીલમાં ધારી.
તુહી તુંહી ઊરે વારૂં.
નથી બીજું મુને પ્યારૂં
છતાં તારૂં તું વિદારી,

દયા ના દીલમાં ધારી.
અમોથી દૂર થવાને,
પ્રભુની પાસ જાવાને.
મનોવૃત્તિ થઇ તારો,
દયા ના દીલમાં ધારી.
લખેલા છે લલાટે જે,
નથી મીથ્યા થવાના તે.
દસા તો શું થશે મારી,
દયા ના દીલમાં ધારી.

**રાગ કમજાત રાણી.**

(૩)

ક્યાંરે ગયા ઓ બ્રાત મારા, સર્વને તજી.
સર્વને તજી રૂડા રામને ભજી. ટેક.
શુરે વિચારો વીર મારા, ન્યારા થઇ ગયા.
નાની વયમાં નાર તજી, ના દીલમાં દયા. ક્યાં. ૧
વિવેકી વડા વીર મારા, ધીર સમાધી ધરી.

બાળા બાજો વેશમાં, ના દીલમાં જરી. ક્યાં. ૨
થઇ દયા હીન ક્યું, મીન જળ વીના.
હાય દુભાતા દીલની આ; દીનની બોના. ક્યાં.
સુણે તેવું આ સૃષ્ટીમાં, દ્રષ્ટે હું દેખું નહિ, ૩
હાય થશે સું હાલ તેનું, કાંઇ લેખું નહિ. ક્યાં. ૪
રહેમ રાખો નહિ ઊરે, દૂર સું થયા.
માત એનીને બ્રાત, નાની નારની દયા. ક્યાં. ૫
ધરી નહી દીલમાંના, વ્હાલાં વજીને તમે.
ક્યાં ગયા ક્યારે આવશો, એમ કલ્પીયે અમે. ક્યાં. ૬

## રાગ. લલીત.

(૪)

ક્યાં થકી આવીયું કારમું અરે,
દુઃખદ વાદળુ આ અમો પરે.
તીથી તો પચમી ને રવિતણો,
તોતેર ઓગણી આસોમાં ઘણો.
ફરતો થયો વદને વિષે,

દુઃખદ વાદળું ક્યાંથી આદીસે.
વિવેક સાગરા ગુણના ભર્યા,
અરર ક્યાં ગયા ભ્રાત માલ્હરા.
સરવને તજી સ્વર્ગમાં ગયા,
જરીક દિલમાં ના ધરી દયા.
અરર રૂઠીઓ દૈવશું ખરે,
દુઃખદ વાદળુ આ અમો પરે.
સ્વર્ગમાં ગયા સાજ સઉ તજી,
બાળુરે વેશમાં બાળાને તજી.
ક્યારે રે આવશો મૂખના કહ્યું,
અરર દુઃખ આ શું જશે સહ્યું.
વિનાજ વાંકએ રાંકને તજી,
તેહ તણું શું થશે હજી.
ઇરાદો એહરે ઉરના ધર્યો,
અંકનો ટંક તેં ફેરના કર્યો
અરર ભાવના ઊરમાં ધરી,
મગનલાલની વિનંતી જરી.

## ગજલ.

(૫)

અરે ઓ ભ્રાત મારા તેં,
    વીસારી મૂજને દીધો.    ટેક.
નથી અપરાધ કંઈ તારો,
    હજી મેં ભૂલથી કીધો.
કદી મેં ભૂલથી કીધો,
    હશે તો માફ તું કરજે.
વિસારી સર્વને દેજો,
    તજીને જે ગયા છો તે.
અરે ઓ ઇશ મારા તું,
    દયા તો દીલમાં ધરજે.
જીવાત્મા જેહ આવેલા,
    તેઓને શાન્ત તું કરજે.

# પીતાજી આ કોપ.

(૬)

વિના રોશે દોશે હરિ શું ધર્યો,
નથી ગુન્હો પ્રભુ હજી મેં કર્યો.
છતાં શુ દયાના દિલે તેં ધરી,
જોયું દીન સામું નહિરે ફરી.
જરી નહિ દીલે ધરી તેં દયા,
વિયોગીના વાહલા વિદેશે ગયા.
અમો પર પ્રેમ હતો ભારી,
જાણું ગયા કેમ તે વિસારી.
હતી દયા દીલે અતી પ્યારા,
છતાં થયા કેમ ત્યજી ન્યારા.
પ્રભુ દાદ આતો ઉરે ધરજે,
શાન્તી, શાન્વી, શાન્વી સદા કરજે.

## રાગ માઢ.

(૭)

શ્રી ગીરીવર ધારી, કૃષ્ણ મોરારી,
વીનંતી મારી ઊરમાં ધારીને.
વિનંતી મારી ઉરમાં ધારો,
તારો શ્રી જગદીશ.
બેઉ કરજોડી વીનવું હું
ચરણે નામું શીશ રે. શ્રી ગીરીવર.
શાણા ને શીરતાજ હમારા,
વડા વિવેકી વીર.
તેહ જીવાત્માને શાન્તી દેવા,
સહાય તું શ્યામ શરીર રે. શ્રી ગીરીવર.
સેવક છું હું તાહરોને,
તું મારો દાતાર.
પ્રેમ ધરી પાવલીઆ પ્રભુ,
ઊતારો ભવપાર રે. શ્રી ગીરીવર.

શાન્વી કરજે સર્વદા,
શાન્વી હારોહાર.
શાન્વ થવાને સ્વર્ગ સદનમા,
આવ્યા છે તમદ્વાર રે. શ્રી ગીરીવર.

રાગ ઓ વાસલડી.

(૮)

હે મન પંખીડા આતસ બાજીના,
ખેલ ખોટા જાણુવા,
કાયા પડશે ખરી ઊગે રવિ તે,
આથમવાને જાણુવા.
જોને વારા ફરતી છે વારી,
કરે ખીલે તે ખરવા તૈયારી.
છાયા પડવાની જે છે ધારી. મન પંખીડા.
એક દીન એવો સોને માથે,
નીરમાણુ જુઓ કીધો નાથે.
માટે કાંઈક કરીલે હાથે. મન પંખીડા.

જોને દેવ સરીખા જાય છે.
તેની સોબત દાનવ ચહાય છે.
તું શા માટે ગુંચાય છે. મન પંખીડા.
જોને રામ સરીખા રાય ગયા,
હતા અવતારી પણુ નવ રહ્યા.
ધર્યું નામ તે તો નાશ થયા. મન પંખીડા.
એહ વેળા સૌને શીર ખરી,
માટે ભજી લેજે તું શ્રીહરિ.
કહે છે ઊત્તમ પૂરણુ પ્રેમ ધરી. મન પંખીડા.

ભુજંગી છંદ.

(૯)

અરે ઓ વીયોગી વડા વીર મારા,
કઈ પેર મેળાપ થાશે તમારા.
ન આવે કશી વાતનો ઊર આરો,
સદા શાન્તી પામો જીવાત્મા તમારો.
ભલે છો ગયા સ્વર્ગમાં સુખ સારૂં,

ધર્યું ના પછી શું થશે જે હમારૂં.
તરી સિધું સોધી લીધો કિનારો,
સદા શાન્તી પામો જીવાત્મા તમારો.
હતો હું સદાનો વિદેશે વસેલો,
નથી કામ કાજે જરીએ ફસેલો.
લઘુ ભ્રાત રૂએ અતીશે તમારો,
સદા શાન્તી પામો જીવાત્મા તમારો.
અમો દીન ભાગી અરે પ્લેગ આવ્યો,
હમારો અમુલખ હીરો ગુમાવ્યો.
કહો કેમ લાગે નહિ દુઃખ ભારો,
સદા શાન્તી પામો જીવાત્મા તમારો.
વિસારી હમોને હવે વીર વારૂં,
હરી હેતમાં ચીત જોડી તમારૂં.
દેજો દીન પોકાર એ છે હમારો,
સદા શાન્તી પામો જીવાત્મા તમારો.
ૐ શાન્તી, શાન્તી, શાન્તી, શાન્તી,

આ દિલગીરી પત્ર અમારા મોટાભાઇ પાઠેક. ડાહ્યાશંકર મોતીરામ ત્રીસ વરસની વગે આ ફાના દુનિયાની સાથે હમારો અથાહ પ્રેમ તોડી પોતાની ધર્મ પત્નીને બાર વરસની ઉમરે છોડી સદાને માટે સમાધી લેઇ સ્વર્ગમાં સીધાવ્યા છે. તેમના સ્મરણાર્થે બહાર પાડવામાં આવે છે. એજ અસ્તુ.

લી. કવિ એમ પાઠેક.
બદરપુર વાળા.

પરિબ્રહ્મ નારાયણ પ્રભુ આપની હજુરમાં આવેલા આ જીવાત્માને સદાને માટે શાન્તી આપજો. ૐ અસ્તુ શાન્તિઃ શાન્તિઃ

---

# જાહેર ખબર.

આ ઉપરથી સર્વે સદ્ગ્રહસ્થોને જા
હેર કરવામાં આવે છે જે અમારી તર
ફથી. પ્રગટ થતું એક નોવેલ. ના
" પ્રેમનું પંખી. " જેની કિંમત. અગ
ગ્રાહક પાસેથી રૂા. ૦-૨-૦ લેવામાં આ
વશે. ઇચ્છા હોય તો તાકીદે નામ નોંધાવે

પાઠેક. મગનલાલ મોતીરામ.
મુ૦ બદરપુર.
પોષ્ટ. બૈએલ.
તાલુકે. દહેગામ.